GOHAR in
" Soldier's Sweetheart "
**A Chandulal Shah Production**

ગોહર
"સીપાહીની સજની"માં

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું  અંક ૧૧ મો  તા. ૨૨-૨-૩૬  કીંમત ૧ આનો

# સ્ટુડીઓના બારણામાંથી

### ઉત્સાહનું મોજું.

"સિપાહીની સજની" સંપૂર્ણ થયું છે. સ્ટુડીઓમાં આ ફીલ્મનીજ વાતો ચાલી રહી છે. દરેક જણ બોલી ઉઠે છેઃ

"આ પીકચરમાં મારૂં કામ જોજો-મેં બહુ ઉમંગથી ભૂમિકા ભજવી છે." ગયા અઠવાડીએ તો એડીટીંગ રૂમમાં ઉત્સાહના અવાજો ઉભરાયા હતા.

"રાજરમણી" પછી 'સિપાહીની સજની' વેસ્ટ એન્ડના રૂપેરી પરદા પર ચમકશે. પ્રેક્ષકોનાં દીલનો કાબુ લેશે લેમીંગટન રોડ પર ફરી મોટર પરેડની રેલમછેલ બોલાશે. મીસ ગોહરનું મુખ્ય કામ અને ફીલ્મની સજાવટ કરનાર શ્રી. ચંદુલાલ શાહ-બસ આટલું જાણતાં વેંત પબ્લીક ટીકીટ બારી પર ધસારો કરે છે.

વેસ્ટ એન્ડની ટીકીટ બારીનો આ ઇતિહાસ છે.

૪. બીલીમોરીઆ શીર પર કલગી લગાવી આ વાર્તાના મેદાનમાં ઉભા રહે છે. અને રણજીતની કલગી સમી આ કૃતિ છે.

### "મેડ પ્રીન્સેસની"ની તૈયારીઓ

આજ કાલ શ્રી. ચંદુલાલ "મેડ પ્રીન્સેસ"ની રચના કાગળ પર મૂકી રહ્યા છે.

એમ કહેવાય છે કે આ સ્ટોરીના ખાસં લોકેશનો પસંદ કરવાનું કામ આજથી શરૂ

# રાજરમણી અજબ ઓરત હતી

રાજરમણીના ગળામાં ગીત આવીને અટકી ગયું. નયનમાં રતાશ આવી આવીને અદ્રશ્ય થઇ ગઇ. હૈયાની વાત હોઠ પર આવ્યા પહેલાં ઉડી ગઇ. કેવી એ અભાગીણિ !

મધુર આલાપ શરૂ થયો-પણ પહેલાજ પલટામાં એ શમી ગયો. પરોઢીઆની પહેલી લહર એના લટના હીંચકામાં ઝુલવા લાગી. કેશમાં સમાઇ ગએલા ગુલાબ ખરી પડયા. સુગંધની ચપટી મુકી એ ચાલ્યો ગયો. ગુલાબી પટલો ધુળમાં પડયાં. કોઇનાં પગ તળે એ દટાઇ ગયાં.

ત્યારે કોઇ શાયર કાવ્ય બનાવી એની ધુન જગાવતો હતો. રાજરમણીને પોતાના હૃદયની એમાં મશ્કરી લાગી. કાવ્યો એને ક્રૂર લાગ્યાં.

ત્યાંજ વેરનો ભડકો એને અડકી ગયો. દુનીઆ બદલાઇ ગઇ. સુંવાળી પ્રેમની પગથાર પર એણે ચાલવાનું છોડી દીધું

એ ગુલાબી પાનીઓ દુશ્મનની સાન ઠેકાણે લાવવા ભુમિને સ્પર્શ કરવા લાગી. એ પંથ બીહામણો હતો. પણ એને બ્હીક નહોતી એ માર્ગમાં મુસીબતો પથરાએલી હતી, પણ એના મનને મુસીબતનીજ જરૂર હતી. એને ભુલી જવું હતું એ જગત-જેમાં પ્રેમનો પડઘો પડતો હતો. એને વિસારી જવી હતી એ સૃષ્ટિ-જેમાં સ્નેહ ધામની વાતો થતી.

એણે એકજ શબ્દ યાદ રાખ્યો

"ઇન્તેકામ."

સિંહાસન પર એ બેઠી હતી. પણ પિતાનું ખુન એ સિંહાસનના ઝગમગાટમાં તરી આવતુ હતું. સત્તા એના હાથમાં હતી. પણ ગુન્હેગાર પર સપાટો કરવા માટેજ એને સત્તાનો ઉપયોગ કરવો હતો.

વેર વસુલ કરવા માટે એ બીજાની સરહદમાં ગઇ પણ એને ખબર ન હોતી કે એનું રૂપ એ છુપાવી શકે એમ નહોતી. એ રૂપ પર આંખ ઠેરવનાર એક રાજા હતો. વખત કટોકટીનો હતો. એટલે રાજરમણીએ એ રાજાને બનાવ્યો અને એને થાપ આપી એ પસાર થઇ ગઇ.

સીદ્ધી એ ગઇ પોતાના પિતાના ખુનીને ઘેર:

અને એનો નિકાલ લાવવા એનો હાથ ઉછળ્યો. ત્યાંજ "ખબરદાર" શબ્દ કાન પર અફળાયો. એ ગીરફતાર થઇ. અને મોતને ખેંચવા જતાં મોતનો બોલ લેતી આવી.

પણ એનો પ્રિયતમજ આફતમાં ?......

રમણીની આંખ ફરકી. બાજી ખેલવાની એણે શરૂ કરી. હુકમનું પાનું એના હાથમાં હતું. સુંવાળા શબ્દો એજ એનું પાનું હતુ.

મુખમાંથી ફુલ ઝર્યાં. દુશ્મન હરખાઇ ગયો. રમણીએ એક માગણી કરી.

અને બાજી હાથમાં આવતી ગઇ-

મોતના મિજબાન થએલા પ્રેમીને એણે સમજાવી દીધું કે એની શી સત્તા હતી.

ખરેખર ! એ રાજરમણી કોઇ અજબ સ્ત્રી હતી.

---

# BREEZY PICTURE

"SOLDIER'S SWEETHEART" is ready for release. It will appear on West End Screen after "RAJ RAMNI". Mr. Chandulal Shah has made it lively by his peculiar directorial touches. The story starts with a bang. It is breezy all throughout. Some of the sequences are worked up very cleverly. They will take the audience off its feet.

The Studio Office is besieged for information about its release date. Everybody demands to know when it takes the possession of the town.

You need not be impatient! You will be amply rewarded for your waiting.

## If Gohar were a Book

The other day, one distinguished visitor uttered valuable words, and they are caught by our Special Reporter. He said about Gohar.

"If Miss Gohar were a book, I would read her from the first page to the last without having been conscious of any periods."

"If Miss Gohar were Music, I probably would be hypnotised by the time I had finished listening to the composition she represented."

Mark his words! It explains the range of Miss Gohar's acting—and by Jove, She proves it by playing an entirely new type of role in "Soldier's Sweetheart". Mr. Chandulal is the maker of human stories. His angle is "pleasantness."

Watch this production, made rich by his handling.

Mr. E. Billimoria supports Miss Gohar—and that is not all.

The noted Ranjit players contribute much to the finish of the story.

## Electrifying the Public

While the "sets" are engaged in protecting the characters of "Mutlabi-Dunia", a sure fire title to electrify the public, Mr. Jayant Desai is busy directing the scenes of this social photoplay.

The theme is that of everyday life. The Melody of "to-day's life" is caught here. Miss Madhuri places her footprints on the sands of Society. She is on with her acting carefully as social picture demands lot of realism. Raja Sandow is her partner. Realistic settings are to be seen.

"Mutlabi-Dunia" will soon be completed and then?

Better consult that fellah "Toofan Mail". He intends to return to the set.

## Lucky Devils

"Dilka–Daku" is quick in securing the heart of the camera. Both Camera and Mike tell us that "Daku" is a lucky devil. The picture is complete. Any day it will come out to steal other hearts! It has a powerful background and the tale moves swiftly and pleasantly amidst the rich rhythm of music.

Mr. Madhok is responsible for its direction. Rosa Hate and Rajah Sandow shoulder this story.

## Mystery Looms

Mr. Madhok's "next" will be........There is an air of mystery round this subject—and the story is selected but the whole business is done "in camera"—and you are not likely to know anything about it. You shall know it by and by.

*A Scene from "Soldier's Sweetheart.*

## A Tug of War

And what is the big idea? Packages after packages?...."Black Bandit" Publicity Campaign is on its way to different places. Raja Sandow is in a mire. He is not in peace—when he sees this picture—two persons drag him—one, the hero and the other—the director. If he attends to one of these fellows, he is not satisfied. There is a regular Tug–of–War and he is the ONE person. Don't worry! Try your Sandow stuff!

## "Entertainment-de-Lux"

"Raj Ramni" is stepping into the fifth week at the West End Talkies. It is one more triumph of Miss Madhuri–Mr. E. Billimoria also pinning the victory. Jayant Desai has made the picture very engaging.

"Entertainment-de-Lux" is the other word for "Raj Ramni".

એક

બે,

ત્રણ,

ચાર.

મધુરી, બીલીમોરીઆ, ઇશ્વરલાલ અને દીક્ષીત.

" રાજ રમણી "ના બાગમાં આ ચાર જણાંએ ધુમ મચાવી છે. મધુરી પણ જાહેર કરે છે કે એને પુરુષનો વેશ પહેરી પરાક્રમ ખેલતાં આવડે છે, પણ એ પરાક્રમોની ભુમિકામાંથી જ એને પ્રેમ સાંપડે છે.

પછી ?

—

Miss MADHURI in
"Neglected Wife" (Matlabi Dunia)

મીસ મધુરી
"મતલબી દુનીયા"માં

A Jayant Desai Production.

Scenes from
"Dilka Daku"
A MADHOK Production
ROSA HATE and
RAJA SANDOW

★

"દીલ કા ડાકુ"
નાં દૃશ્યો
રોઝા હાટે અને રાજા સેન્ડો

# સિપાહીની સજની-

**ઘડીઆળમાં** ટકોરા થયા. રાત કુચ કરી રહી હતી. મુંબઇ મુંગું બનવાની તૈયારી કરી રહ્યું હતું. સવારના પાંચથી તે રાતના બે વાગ્યા સુધી મુંબઇને "ટોકી" બનવું પડે છે. નવી નોખી સાઉંડ ઇફેકટ એની જીભ પરથી સંભળાય છે. ફકત રાતના થોડાજ કલાકો માટેજ શહેરના ધબકારા શાંત થાય છે.

આવી શાંતિ હતી ત્યારે શ્રી. ચંદુલાલ શાહને એક બીલકુલ નવીજ શૈલીની સ્ટોરીનો ખ્યાલ આવ્યો–અને એ સાથેજ પેન્સીલ અને કાગળનું મધુર મિલન થયું અને સ્ટોરી સડસડાટ ચાલવા લાગી. સીન પર સીન બંધાતા ગયા. વેગ પકડાતો ગયો. સ્ટોરીનો કીલ્લો મજબુત બનવા લાગ્યો. પાત્રાલેખન જામતું ગયું. એ પાત્રોમાંથી અવાજ સંભળાયો. કોઇ સાંભળે નહિ તેવો. શબ્દોથી તૈયાર થએલી એ ભુમિકા બોલી ઉઠી.

"ગોહરનેજ મારૂં નામ આપો અને જુઓ પછી તમારી કલ્પના પ્રેક્ષકોના હૃદયના બાગમાં રમવા જશે."

શ્રી. ચંદુભાઇ જેમ જેમ વાર્તા ઘડતા ગયા તેમ તેમ પાત્રોના રૂપને પણ સંકોરતા ગયા–મુંગા કાગળો જાણે વાતો કરવા લાગ્યા.

## સાદ પાડે છે

"અજબ વસ્તુ તમે મેળવી લીધી."

પછી કાગળે પેન્સીલને કહ્યું,

"આજ મને હર્ષ થાય છે. મારા દેહ ચિતરાએલા શબ્દો રૂપેરી પરદા પર દેહ હજારોના હૈયા સાથે ગેલ કરશે."

શ્રી. ચંદુભાઇ પહેલેથીજ વાર્તાની રચના ી કરે છે કે શરૂથી રસ પીરસાય છે તે ઠેઠ ી નવા નવા રંગોમાં એ રોપાએલો રહે ભાવનાની ટીલડી કરી એમનાં પાત્રો પણી આસપાસના જીવનની અદ્‌ભુત કયારી ી કરે છે. જરૂર પડે છે ત્યારે પાત્રોની જીભ પર એમની કલમ ખટમધુરો કટાક્ષ મુકી આવે છે. લાગણીના રેલા પરજ શબ્દો ચાલે છે

અને એ ગત પુરી થવા આવે છે. મુંબઇ પુનઃ ગણગણવાનું શરૂ કરે છે. ટ્રામ, અને ટ્રેનો ચાલુ થાય છે. રોજીંદુ જીવન ફરી પાછું શરૂ થાય છે–પણ સૂરજનાં કીરણો થોડા કાગળો પર સુનેરી આંગળી મૂકે છે. પવન આવી એ કાગળને સ્હેજ ઉડવા દે છે અને એના પર મોટા અક્ષરે લખાયું છે.

**"સીપાહીની સજની"**

# ગૃહ જીવનનું સંગીત

## અને

## કુમારી ગોહરની અભિનય કલા

તે દીવસ આખું ઘર ભુતકાળની વાતો કરવામાં મશગુલ બન્યું હતું. આપણા ગુજરાતના ઘરોમાં વર્તમાનમાં જીવવાનું કેટલાકને મન થાય છે! સૌ સૌને જુનાં સ્મરણો પરજ મીઠું બનવું પડે છે.

આજે એવાં સ્મરણોની વાતચીત ચાલી રહી હતી. પતિના હાથમાં એક નાની ચોપડી હતી. બસ એ પરથી ભૂતકાળની કીતાબ ઉઘડવા લાગી.

"તમને યાદ છે આપણે વર્ષો પહેલાં રણજીતની "પતિ પત્નિ" સાથે જોવાં ગયાં હતાં. જુઓ, મેં એ ચોપડી પણ સંઘરી રાખી છે. એના પર તારીખ પણ છે. મીસ ગોહરને ત્યારથી હું જોવા માટે આતુર રહું છું. ખરેખર! સ્ત્રીનું હૃદય તો આ કલાકારે એવું જાણી લીધુ છે કે એ હૃદયના રંગોળી પુરતાં એ ગૃહજીવનનું સંગીત ઉભું કરે છે. અને કેવો સ્વચ્છ અભિનય! "પતિ-પત્નિ" જોયા પછી આપણે ફરવાં ગયાં હતાં. તે

દિવસની હેંગીંગ ગાર્ડનની સલુણી સ્હાંજ ગઈ કાલની જ વાત હોય એમ લાગે છે.

એ નિર્મળ ગૃહજીવનના પીકચરની અસર આપણા પર હતી. અને એના પ્રસંગોની આપણે કેવી રમણીય ચર્ચા કરી હતી. મીસ ગોહરની અભિનયકલા એ અનેકના જીવનમાં લહેરો આણી દીધી છે."

ત્યાં તો અવાજ સંભળાયો. "હજુએ ગોહર તરફનો તમારો પક્ષપાત એનો એ જ દેખાય છે! ટોકીને જેમ જીભ આવી એમ તમને પણ એ બાબતની મોટી જીભ આવી લાગે છે.

"કેમ ન આવે! હજુએ મીસ ગોહરની ફીલ્મો ન દેખાડો તો જરૂર તકરાર કરૂં. એની ફીલ્મોએ આપણા જીવનમાં કેવાં સ્મરણો ભરી દીધાં છે, એ વાત કેમજ વિસરાય!"

એ...એમ...એટલેજ તમે કહેતાં હતાં કે "સીપાહી સજની" આપણે સાથે જોવી પડશે? તમને ન લઈ જાઉં તો શું કરશો?

ગૃહલક્ષ્મીએ તરતજ એક ગોહરની છબી દેખાડી કહ્યું:—

"આમ ગોહરની જેમ તમારી સામે રીવોલ્વર તાંકીશ જો આડા થયા તો—સિપાહીની સજનીમાં એ રીવોલ્વરના ધડાકા કરે છે. અમને સ્ત્રીઓને કાચી પોચી ન સમજતા હોને, મીસ્તર!"

"તારી તો એ બાબતમાં મને ખાત્રી છે. હવે જુઓ ઓરીસનો વખત થઈ ગયો છે એટલે હાથમાં રીવોલ્વરને બદલે રોટલી લો. અને થાળીમાં એ પીરસો."

"સિપાહીની સજની"નું દ્રશ્ય.

બન્ને હસ્યાં બન્નેના જીવન આમ ખટમધુરાં પસાર થવા લાગ્યાં.

આમ મીસ ગોહરની કલા ઘરઘરમાં દાખલ થઈ છે. કંઈકના સંસારમાં એની ફીલ્મોએ સંગીત ભેળવ્યું છે.

મીસ ગોહરની અભિનય કલા લીલી રહે છે એનું કારણ એ છે કે એ કલા કૃત્રીમ નથી. એ કલા રંગેલી નથી. એ તો હજારો સ્ત્રી હૃદયની જબાન બની રહે છે. હજારોનાં સુખ દુઃખને એ જબાન આપે છે.

રણજીત ફીલ્મ કંપની એ માટેજ ગોહરની દરેક ફીલ્મ પાછળ ખાસ કાળજી રાખે છે. પ્રજા ગોહરના કામને પીછાને છે એટલે એની દરેક ભુમિકા પર ખાસ વિચાર કરવામાં આવે છે. અને શ્રી. ચંદુલાલ શાહ આ બાબત નજર સામેજ રાખે છે. એટલે તો આટલાં વર્ષો સુધી આ આર્ટીસ્ટે પોતાનું સ્થાન એવું ને એવુંજ રાખ્યુ છે, બલ્કે વધાર્યું છે.

———

# મતલબી દુનીયા

દુનીઆને આજ સુધીમાં કેટલાં નામો મળ્યાં હશે!......કેટલાકને દુનીઆ દંભ ભરેલી લાગે છે. તો કેટલાક દુનીઆને ડાહી ગણે છે, પણ ઘણાઓનો એવો અનુભવ છે કે દુનીઆ મતલબી તો છેજ.

દરેક જણની દુનીઆ હોય છે. ચિત્રકારને આ દુનીઆ એની પીંછી માટેજ સરજાઇ લાગે છે. શિલ્પીને એ પોતાની માટી લાગે છે. કોઇ આશકને દુનીઆ ખારી લાગે છે. કારણ કે એનો સાદ કોઇ સનમને કાને પડતો નથી અને એનોજ પ્રેમ એને હણે છે.

રાજકારણના ગંજીપા ચીપતા મુત્સદ્દીઓને દુનીઆ પોતાને માટે રચાએલો શેતરંજનો પટ લાગે છે.

પરસેવા પાડી બેહાલ થતા શ્રમજીવીને દુનીઆ લુંટનારી લાગે છે.

પતિના પગની રજ થઇને રહેવાથી પણ લાત મળતી પત્નીઓને દુનીઆ બેકદર લાગે છે. શરાબીને શીશીમાંજ દુનીઆના બધાં રંગો ભરેલા લાગે છે.

ત્યારે દુનીઆ છે કેવી?

પેલી કલકત્તાની ચાર સંસ્કારી યુવતિઓને પુછી જુઓ! ગરીબ પિતાને ચિંતા મુક્ત કરવા માટે તેઓએ અફીણ ઘોળ્યું. ચારે બ્હેનો એ ઘટઘટાવીને સુઇ ગઇ. એ યુવાન હોઠો પર ઝેર મુકતાં દુનીઆ માટે તેઓની શી લાગણી હશે?-સળગતી દુનીયા?...

માણસ હંમેશા પોતાના સંજોગો પરથી જ દુનીઆનું માપ કાઢે છે. માત્ર ફીલસુફોજ આગળ નજર દોડાવી દુનીઆને દેખે છે.

કેટલાકને દુનીઆ પાણીના પરપોટા જેવી લાગે છે. કેટલાક એને સ્વપ્નું જ કહે છે. ગુલાબ પર ઉડી આવતું બુલબુલ દુનીઆને કાંટાની દુનીઆ કહે છે. ઉર ઠલવનારાં ઉઝરડાની દુનીઆને ઓળખે છે.

નભમાં અભ્રોની હાર ખડકાય છે ત્યારે શ્યામલ દુનીઆને જોઇ મયુરો મસ્તી અનુભવે છે અને એને "મસ્ત દુનીઆ" કહે છે—

ત્યારે રણજીતનું નોટીસબોર્ડ રોજ કહે છે.

"મતલબી દુનીઆ--સૌએ સેટમાં ૯ વાગે હાજર રહેવું."

અને "મતલબી દુનીઆ" રણજીતની સામાજીક કૃતિ છે. એટલું જ નહિ.

એમાં મીસ મધુરી અને મી. રાજા સેન્ડો સમાજચિત્ર દોરે છે.

અને ડીરેક્ટર જયન્ત દેસાઇ વદે છે:

"મતલબી દુનીઆ એ સાચ્ચું સમાજચિત્ર છે.'

———

# એક વાર વિલન થાવ પછી બધી ખબર પડે

રણજીતના જાણીતા વિલન ઇશ્વરલાલે પણ સમયના પ્રવાહ સાથે પગ માંડીને રોજ ડાયરી લખવાનું નકકી કર્યું છે. સ્ટુડીઓની અંદરનાં દ્રશ્યોમાં એ પોતે શું કરે જાય છે એની એ નોંધ રાખવા લાગ્યા છે. એમની ડાયરીના પાનાં કદી જોવા ન મળત પણ નટખટ રામ આપ્ટેનો નિર્દોષ હાથ એના પર પડી ગયો અને એ બાળ નટની આ ચાલાક ચોરી સાંભળી રાજા સેંડો (ચાલાક ચોર) પણ ઠંડા થઇ ગયા. આ પાનાં અહીં ઉતારવામાં આવે છે.

શનીવાર તા... ...

પ્રભાત પડે છે. કુકડાઓ બોલે છે. હું જાગું છું. એકદમ તૈયાર થાઉં છું. "સીપાહીની સજની"નું આજે શુટીંગ છે, મારો તો આજનો સીન ખાસ છે એટલે વહેલો પહોંચી જાઉંછું. આજે કાવ્ય લખી શકું એમ નથી.

... ...

* * *

રવીવાર ... ... ...

આજે તો સેટીંગની દરેક ચીજોથી મને ગુડવામાં આવ્યો છે. એકંદરે સુખી છું. આનંદમાં નથી કારણ કાવ્ય માટેની ક્ષણ ક્યારે સાંપડે એ કહી શકાતું નથી. મેં પણ એક સ્ટોરી લખવી શરૂ કરી છે જેમાં વિલન એક વાર પણ માર

ઇશ્વરલાલ

આ દ્રશ્યમાં વિલન હાજર છે.

ખાતો નથી. જોઇએ એ સ્ટોરી ક્યાંઇ લે છે ખરૂં કે નહિં !

સોમવાર ... ... ...

ખારની ટ્રેઇન મોડી થઇ છે. સ્ટુડીઓ પર કેમ કરીને જાઉં ? ગજવામાં કાગળ પેન્સીલ પણ નથી.

મંગળવાર ... ... ...

આજે તો ઓડીયન્સ મારા પર ગાળોની ઝડીઓ વરસાવે છે એ કાનો કાન સાંભળ્યું.

"બીચારી હીરોઇન આના સકંજામાં આવી."

"અરે ! હમણાં એ ધુળ ચાટતો થશે."

અને ખરેખર મારી દ્રશ્યની અંદરની હાર પર એટલું ઓડીયન્સ રાજી થઇ જાય છે. વાહરે વિલન ! વાહરે તારાં વખાણુ ! વીલનને ગાળો મળે એજ એનાં વખાણુ છે એમ મને કહેવામાં આવ્યું છે.

* * *

સ્ટુડીઓમાં જાઉં છું. સેટમાં પ્રવેશ પામું છું. અને મને તડી દેવા હીરો તૈયાર ઉભો છે. હું તડી ખાઉં છું. ડાયરેકટર સાહેબ હુકમ કરે છે. સીનમાં જોમ લાવો. હીરો એની મુઠી મજબુત કરે છે. હું મારૂં મ્હોં મજબુત રાખું છું ત્યાં તો મારા પર ફેંટ પડે છે. પણ હીરો એકાએક અટકી જાય છે. હીરોઇનની રીવોલ્વર ચળકે છે. 'સીપાહીની સજની' દેખાય છે.

* * *

"કેમ, 'મતલબી દુનીઆ'માં કેટલી મુક્કી ખાવાની ખ્વાહીશ છે ?"

હું કહું છું. લેખક લખી આપે તેટલી. સાઉન્ડ રેકર્ડિસ્ટ 'રેટેઇક' માટે માગે તેટલી. તમે રચો તેટલી. વિલન ક્યાંઇ અમસ્થા થવાય છે ?"

* × *

આજે કાવ્ય લખી શકયો છું એટલે આનંદ છે. જગતમાં વિલન તો શું પણ સહુ પર માર પડે છે એ તત્વજ્ઞાન મૌરાં કાવ્યમાં સંકળાયું છે એમ હું માનું છું.

બુધવાર ... ... ...

આજે તો મોટું લશ્કર લઇ હું જંગ ઝુકાવું છે. "સીપાહીની સજની"માં ખુબ ધમાધમી છે. કીલ્લાના દરવાજા પર આજે તો ભેટો થશે.

ગુરૂવાર ... ... ...

આજ તો વજનદાર રોમન હેલમેટ પહેરી "દિલકા ડાકુ"માં ખુબ કામ કર્યુ છે એટલે માથું જરા ભારે છે.

શુક્રવાર ... ... ...

ફરી સીનમાં તડી મળે છે.

# જ્યારે તેઓ સામ સામા મળે છે

" દીલ કા ડાકુ "નું એક દશ્ય

પોકાર ઉઠ્યો.

આવા ખસો "દિલકા ડાકુ" આવે છે.

આ અવાજ ચાલાક ચોરે પણ સાંભળ્યો. અને "રાજ રમણી" પણ ઝરૂખામાં આ કોલાહલનું કારણ જોવા બ્હાર આવી. અને પૂર્ણીમાનો ચાંદ ઝરૂખામાં ઉગ્યો. ચાલાક ચોરની નજર એકદમ ઝપડાઈ. ત્યાં તો પેલો ડાકુ મારતે ઘોડે આવી પહોંચ્યો અને ચાલાક ચોર તરતજ એની પાસે ગયો.

" કેમ મજામાં તો ખરા ને ?"

" દિલ મળે પછી દુઃખ શાનું ?"

ચોરે સાવચેતીનો શંખ ફુંક્યો,

" પણ મારા જેવી સાવચેતી રાખજો હો ! નહી તો દીલની ચોરી કરવા જતાં તમારીજ ચોરી થઈ જશે."

" અરે દોસ્ત ! હું પણ જમાનાના રંગ ઓળખું છું. તારા કરતાં હું પહેલાનાં યુગમાં જન્મ્યો છું. મારો પોશાકજ જોને ! રોમન નથી લાગતો ?.........હું તો એક વાતમાં માનું છું-જગતમાં કાંઈ પણ મેળવવા જેવું હોય તો એ એક હૃદયજ છે."

ચાલાક બોલ્યોઃ

" પણ એ હૃદય કોઈ બીજા માટે ધબકતું હોય તો ?"

" જો એ ઝડપી લેવા માટે તો માથું મુકી દેવું પડે છે. હૈયું કોઈ હાટડીમાં વેચાતું મળતું નથી, એટલે જે કંઈક લોકો એ મેળવતાં

" ચાલાક ચોર "

નું

એક દ્રશ્ય

મરણ પામ્યા છે." ચાલાક ચોરે ડાકુની પીઠ થાબડી કહ્યું,

' તું તો ભારે હોંશીયાર લાગે છે. તેં પણ જગતનું મેદાન ખુબ જોયું લાગે છે."

" હું જંપ વાળીને બેસતોજ નથી. ફુલવાડી મળે છે એટલેજ તરતજ મારે પ્રેમી બનવું પડે છે. દુશ્મન નજરે ચઢે છે એટલે સીધું હથીઆર હાથ પર ચડાવવું પડે છે. કોઇ બાજીગર સામે ઉભો થાય છે કે પાસા ખેલવા પડે છે યાર,. સુખી તો તું છો ! "

ચાલાક—

" સુખી ? આવ તો ખરો. મારે તો એક હજામનો સામનો કરવાનો છે, સમજ્યો ? આખું રાજ્ય એને એની કોથળીમાં મુકી દેવું છે અને મારી સામે કોણ ખટપટ ખેલે છે ? પેલો નટખટ મામા સાહેબ ! એની પાસે મોટું લશ્કર છે, પચાવી પડેલી ગાદી છે ત્યારે હું સાવ એકલો....પણ..."

ચાલાક ચોર આગળ બોલતાં અટકી ગયો.

ડાકુ બધી વાત સમજી ગયો.

" પણ...પણ શું ? ત્યારે એમજ કહેને કે તને એકલાને પ્રેરણા પુરી પાડનાર કોઇ પુતળી છે ખરી ? "

ચાલાકે જવાબ આપ્યો:

" પુતળી વિના તો રમકડાની દુકાનો પણ ઉજ્જડ લાગે છે."

ડાકુ—

" એ બધું મને શીખવવાની જરૂર તને લાગે છે ! હા, પણ મારે તારી પાસેથી બહારવટાની હકીકત સાંભળવી છે."

ચાલાક ચોર—

" એ તો હું વેસ્ટ એન્ડમાં જઇને એક દિવસ કહેવાનો છું. તું પણ તારી વાતો ત્યાંજ લઇ આવજે ને. હું આખા મુંબઇને હાજર કરીશ."

" ચાલાક ચોર " અને " દિલકા ડાકુ " હાથમાં હાથ મીલાવી ચાલવા લાગ્યાં.

——

DEAR MISS GOHAR,

My people put one querry almost every day: "When "Soldier's Sweetheart" is due."

And I put them off by saying "after Raj Ramni"—I regularly read "Ranjit Bulletin" — that helps me in keeping myself up-to-date with Ranjit group. "Soldier's Sweetheart" looks like the "tops". I hear that the story is tailored to your talent. It is going to be an engaging programme. So the gentle woman of "Kimti Ansu" becomes the wild rose of the Silver Screen ?—

We all admire your acting talent because your acting is never stale. Your approach to the subject is always clever and full of meaning.

When Mr. Chandulal Shah wields the megaphone, we know that your art will be in the dish.

Shall we know what is your subject after "Soldier's Sweetheart"

"Mad Princess" Schedule is to remain or not—

S. V. DHAR.

Dear Miss Madhuri,

I would love to recall some lovely moments of your latest picture "Raj Ramni". You are "chic" when you face in a male costume—the handsome hero—your "pleasant perplexities" and your fear of being found out create breezy atmosphere. I am likely to see these "moments" many times on the screen—and how your lovely face registers horror when you find out that your lover is responsible for your father's murder.

Then those moments are registered permanently in my mind, when you sit coldly on the Royal throne, passing judgment on your own lover. It is " chilling " We pity the Royal Beings who have to crush their personal feelings and have to act against their ownselves.

Then my mind goes to that scene—you are breathless in your search for the real culprit when you see the restless minister dreaming horrible dreams and muttering of repentence. You dash out like a flame of red hot wrath—and your coming out of the dead King's Painting is a regular bang—that situation electrifies the whole picture—and what a tempo! I was on my toes when these moments occured on the screen.

Your acting was not only apt but full of vitality. You whip the attention of the spectators! . . . . . . . .

Would you believe I felt like catching the neck of your enemy—you demanded that much sympathy.

Then the last sequences were like the—"Derby finish". You brought the story to a winning post. I must say E. Billimoria and others did their best.

Till the end the Director played clever tricks with suspense ; and I must say he made it snappy.

"Raj Ramni" is in the town—and we are all looking forward to your new social picture . . . . "Mutlabi Dunia" is the title. Is it not? Who will be the Hero?

Will you give any song in this picture?

D. SHAHANI.

**સલામ આલેકુમ મી. ઇ. બીલીમોરીઆ !**

તમારી કમ્મરે તલવાર લટકે છે એ જોઇ અમને તો બ્હીક લાગી જાય છે. આવો પહેરવેશ કરી કોની સાન ઠેકાણે લાવવા જાવ છો ?......“ સિપાહીની સજની ”ની ફીલ્મના ઓ બાંકા સિપાહી ! એક સીપાઇ બચ્ચાનું જીવન શીરત સાચવનારૂં હોય છે. તમારા બોલ સાંભળવા અમે આતુર છીએ.

કયારે ?—

—

AUTO STAR
MADE IN U.S.A.
AUTOSTAR

# રણજીત બુલેટીન

પંદર દિવસ થાય છે અને એકદમ યાદ આવે છે કે રણજીત બુલેટીન મેળવીએ. મેં તો આ પખવાડીક સાથે અચ્છી દોસ્તી બાંધી છે. કારણુ કે રણજીતની ડાળ પર કીલ્લોલ કરતાં પંખીઓ સાંભળવાનું કોને મન ન થાય ?

સ્ટુડીઓની અંદરની પ્રવૃત્તિઓ, એની અંદરના નિર્દોષ હાસ્ય અને રમુજ વાંચતા અમે સૌ ખુબ આનંદ લઇએ છીએ. આ પાનાંઓ પર રણજીતની વાતોજ આવે છે છતાં એ રસમય બને જાય છે એનાં ઘણાં કારણો છે.

એક તો એ કે આજે રણજીતનુ નામ હિંદની હવામાં છે. એટલે એના સ્ટારો વિષેના નવાનોખા ખબર, તે અંગેના સાહિત્યના સમા-ગમમાં રહેવાનું સૌ પસંદ કરે છે.

અને એમાં જે રીતે લખાણુની રજુઆત થાય છે એ એવી "જનરલ" અને એવી સરસ હોય છે કે એ રસમય વાંચન પુરૂં પાડે છે. એવું એક ક્ષણુ માટે પણુ નથી લાગતું કે રણજીતની એ જાહેરાત છે, એ એની વિશિષ્ટતા મને લાગે છે.

રણજીત આ રીતે સીનેમા સાહિત્યને પણુ રોજબરોજ ફાળો આપી રહ્યું છે. હિન્દી સીનેમા ઉદ્યોગની પ્રગતિનું આ સિને સાહિત્ય પરિણામ છે.

બુલેટીનનાં પહેલા પાનાથી રણજીતના સેટમાં દાખલ થતઃ હોઇએ એવું લાગે છે, અને છેલ્લા પનાં પર પહોંચતા એમ લાગે છે કે મીત્રોની મેહફીલમાં જઇ આવ્યા. અને એ મીત્રો પછી જ્યારે રૂપેરી પડદા પર દેખાય છે ત્યારે ખુબ આનંદ આવે છે.

"સાહિત્યશોખીન"

"સિપાહીની સજની"નું એક દ્રશ્ય

# દુનીઆના નવીન ઢંગ !

## અંધ છતાં આનંદી

ડૅાટરીજની મીસીસ ઇવા વોલ્સે પોતાનાં ત્રણ બાળકોને કદી જોયાં નથી કેમકે તે જન્મથીજ અંધ છે પરંતુ ખુબીની વાત એ છે કે અંધ છતાં પણ ઘરમાં તે સૌની માનીતી છે. અંધ છતાં પણ રાંધે છે, ઘર સાફસુફ કરે છે, બચ્ચાંની સંભાળ લે છે તથા બીજાં અનેક કાર્યો કરે છે. દુધ ઉન્હું કરતી હોય ત્યારે ઉભરાયું કે કેમ તેની ખબર તેને દુધમાંથી નીકળતાં અવાજ ઉપ-રથી પડે છે. મી૦ વેલ્સ બેકાર થતાં તે દર-રોજ આંગળાં વડે બે કલાક ગુંથવાનું કામ કરતી હતી.

મીસીસ વેલ્સ જણાવે છે કે આર્થીક જંજાળો સિવાય મને બીજી કાંઇ મુશ્કેલી નથી. પરંતુ હું એટલી નશીબદાર છું કે મારો સ્વભાવ આનંદી છે.

## ૬૨ વર્ષનો ઘોડો

આજ સુધી જાણ પ્રમાણે સઉથી ઘરડો ઘોડો ૧૮૧૯ માં મરણ પામ્યો હતો. આ ઘોડાનું જીવન વૃતાંત આ પ્રમાણે છે. એણે પોતાનું શ્રમજીવી તરીકેનું જીવન લેંકેશાયરના એક ખેતરમાં શરૂ કર્યું હતું. ત્યાંથી એક જાહેર સંસ્થાના આશરા નીચે મેંચેસ્ટરમાં તેની બદલી થઇ હતી. આખરે તેણે લાંબી સેવા બજાવ્યા બદલ પેન્શનર બની સર બની લાયોનેલ અર્લના આશ્રમમાં મરવાનું કર્યું. મર્યો ત્યારે તેની ઉંમર ૬૨ વર્ષની હતી.

ઘોડા કરતાં ટટ્ટુઓ વધારે જીવતા હોય એવું લાગે છે. બર્કશાયરના એક જમીનદાર પાસે બે ટટ્ટુ હતા. એકની ઉંમર ૪૭ વર્ષની હતી. ત્યારે બીજાની ૩૭ વર્ષની હતી. બોલી વોઇર આગળ શેટલેંનું એક ટટ્ટુ ૪૨ વર્ષ સુધી જીવેલું. વેલ્સનું એક ટટ્ટુ ૫૨ વર્ષ સુધી જીવેલું. લોર્ડ વુલ્ઝલી પાસે એક ટ હતું. તેણે ક્રીમીયનની લડાઇમાં કામ કરેલું. મરી ગયું ત્યારે તેની ઉંમર ૪૯ વર્ષની હતી.

## ૫૦ કરોડની ભાષા

આશરે ૫૦ કરોડ માણસોએ અંગ્રેજી ભાષાને પોતાની બનાવી છે. છતાં પણ આજે દુનીયામાં જુદી જુદી ભાષાઓ બોલાય છે, પરંતુ દુનીયા વધારેને વધારે નજીક આવતી જાય છે. વાયરલેસ, રેડીયો, એરોપ્લેન તથા વ્યવહાર વધારે સરળ બને તેવી ભાષાની જરૂર લાગવા માંડી છે અને આ દીશામાં પ્રયત્ન પણ શરૂ કરી દેવામાં આવ્યો છે.

PADMA DEVI
in " Black Bandit "

પદ્માદેવી
"ચાલાક ચોર"માં

A Raja Sandow Production

Registered No. B. 3386



રણજીતની મનોહર કૃતિ

# રાજ રમણી

મધુરી ધ. બીલીમોરીયા    જયંત દેસાઇ પ્રોડક્શન    વેસ્ટ એન્ડ ટોકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar).
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.